# "વારસ ડાહ્યાએ અહમદનગરની કોર્ટમાં આપેલા હાજરઈમામના ફરમાન, ઇસમાઈલી કાયદા, અને મોટા કામ વિરૂદ્ધ આપેલી જુબાની. તે વિશે ઇસમાઈલી કૌન્સીલો, દરેક ગામના મુખી કામડીયાઓ, મીશનરીઓ, અને પંજેભાઈઓ પાસે માંગેલો ખુલાસો"

## તેનો હેવાલ.

કિંમત એક આનો.

કેસનો ત્રીજો ભાગ છપાય છે.

શાર—રહેમતુલા ઈસ્માઈલ નીમેતરીવાળા, [૧૯૦૮૭૯]
—ખાબાકારી, પાયધોની, મુંબઈ
—શા મગનલાલ જગજીવનદાસ
છાપ્યું —શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.

જોખમવારી જગા ઉપર તાળાં વાપરનારને યાદી.



રહેમતુલ્લાના નવી શોધના મજબુત ચોર પકડવાના પેટંટ તાળાંઓ.

રહેમતુલાના પેટંટ તાળાં ધણીની ગેરહાજરીમાં બીજો ખોલે તો ધણીને ખબર પડે છે. યાને ચોરી પકડાય છે.

ખરી ચાવી ખોવાઇ જાય તોપણ ધણીને ધાસ્તી રહેતી નથી. પાછળથી ધણીને એકજ ચાવી વાપરવી પડે છે. તે ઉપરાંત પેટંટ તાળાની તોડવાની ગેરંટી.

વધુ ખુલાસા માટે પેટંટ ત્રીજોરી, તાળા, અને કળોના ભાવનું કેટલોક મંગાવો.

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળા,**

ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.

## ( ૧ ) બેફરમાનીની મીજલસ.

આપણા હાજર ઇમામની બેફરમાની કરીને પુનાના વારસ ડાહ્યાભાઇ વેલજી અને ઇસમાઇલી અમલદારોએ કોમ પાસેથી મજલસને નામે પૈસા કઢાવવા સારૂં પુનામાં મજલસ ચાલુ કીધી, તેનો મેં કાગળો લખીને ખુલાશો માંગ્યો કે શું કારણથી આપણા હાજર ઇમામની બેફરમાની કરીને કોમને હેરાન અને પાયમાલ–કરવા પાછી મજલસ ચાલુ કીધી ?

પરંતુ તેનો ખુલાશો કોઇએ પણ આપ્યો નહીં. તેથી તે કાગળને મેં ( ૬ ) છઠા નંબરની બુકમાં છાપીને કોમને જાણ વાસ્તે બહાર પાડયું. તેના ઉપરથી વારસ ડાહ્યાભાઇ વેલજીએ મારા માથે "અહમદનગરમાં" બદનક્ષીનો કેસ માંડયો.

## ( ૨ ) ઇસમાઇલી કાયદા વિશે વારસ ડાહ્યાનું ખોટાણું.

વારસ ડાહ્યાભાઇ વેલજીએ કોર્ટમાં જુબાની આપી કે "ઈસમાઇલી કાયદા" કૌંન્સીલે તથા જમાતે સાથે મળીને ઘડયા છે. નામદાર આગાખન પાસે કાયદા તપાસવાની જરૂર નહીં હતી, તેથી મોકલાવ્યા નથી. અને કોમને અવળે રસ્તે દોરવવા વાસ્તે ઈસમાઇલી કાયદાની બુકમાં

એમ છપાવ્યું છે કે "આપણા હાજર ઈમામે મંજુર કરેલા કાયદા."

આ એમાંથી શું ખરૂં છે? તેનો ખુલાશો પણ આપવા મહેરબાની કરશો.

## (૩) કાયદાની બુક વેચતા નથી.

વારસ ડાહ્યાભાઈ વેલજીએ કોર્ટમાં જુબાની આપી કે કાયદાની બુક અમો વેચતા નથી અને મફત પણ આપતા નથી, અને કાયદાની બુકમાં એમ છાપેલું છે કે "એક રૂપીયાની કીંમતથી કાયદાની બુક વેચાતી મળશે."

આ જગાએ હું ઈસમાઈલી અમલદારોનું અને પંજેભાઈઓનું ધ્યાન ખેંચું છું કે "ઇસમાઈલી કાયદાની બુકમાં" છાપેલું છે, તે ખોટું કે વારસ ડાહ્યાભાઈ વેલજીએ કોર્ટમાં જુબાની આપી છે તે ખોટી? કારણ કે બેઉ ખરાતો થાયજ નહીં. તેથી આનો ખુલાશો આપવા મહેરબાની કરશો.

## (૪) હજરત ઈમામ હુશેન અલેસલામનો કીસ્સો વાંચવો નહીં અને મોહરમની છબીલ કરવી નહીં, કરે તો નાતબહાર.

ઈસમાઇલી અમલદારોએ કાયદા ઘડ્યા છે કે "હજરત ઇમામ હુશેન અલેસલામનો કીસ્સો વાંચવો નહીં, મોહ-

રમમાં હજરત ઇમામ હુશેન અલેસલામના નામની છબીલ પણ કરવી નહીં."

આવી રીતે "ઈસમાઈલી કાયદા" પસાર કીધા છે, અને કાયદામાં લખ્યું છે કે "અગર જો કોઇ કાયદાનું ભંગ કરીને હજરત ઈમામ હુશેન અલેસલામનો કીસ્સો વાંચશે, અથવા છબીલ કરશે તો તેને નાતબહાર કરવાની સજા થશે."

આ જગાએ હું વારસો, પ્રેસીડંટો, કૌન્સીલના મેંમ્બરો, મુખી કામડીઆઓ, મીશનરીઓ, અને પંજેભાઇઓને અરજ કરૂં છું જે આપણા ધરમમાં કઇ જગા ઉપર લખાયલું છે કે હજરત ઇમામ હુશેન અલેસલામનો કીસ્સો વાંચવો નહીં, અને મોહરમની છબીલ કરવી નહીં, અને કરે તો નાત બહાર.

આવો કાયદો ઘડીને ખોજા કોમમાં અમલ ચલાવો છો તે કયા શાસ્ત્રને આધારે અને કોના હુકમથી "ઈસમાઇલી કાયદા" ઘડીને બહાર પાડયા છે, તેનો ખુલાશો લેખીત મોકલવા મંહેરબાની કરશો. અગર લેખીત મોકલવા મહેરબાની નહીં કરશો તો તે વિશે હું લખાણ કરીશ, અને ચર્ચામાં ઉતરીશ. તેમાં કાંઈપણ થયું તો તેના જોખમ દાર તમો ઈસમાઇલી અમલદારોજ છો.

## ( ૫) વારસ ડાહ્યાએ જુબાની આપી કે હાજર ઇમામની બેફરમાની કરે તેને હું ખરાબ કહેતો નથી.

પુનાનો વારસ અને વજીર ડાહ્યાભાઈ વેલજીએ "અહમદનગરની" કોર્ટમાં જુબાની આપી કે નામદાર આગાખાનનો હુકમ અને ખુદાનો હુકમ હું એકજ માનું છું. નામદાર આગાખાનની કોઇ બેફરમાની કરે તો તેને હું ખરાબ કહેતો નથી.

આપણા શાસ્ત્રમાં લખાયેલું છે કે હાજર ઇમામની બેફરમાની કરે તો "શેતાન" કહેવાય.

આ જગાએ હું ઇસમાઇલી અમલદારો અને મીશનરીઓનું ધ્યાન ખેંચું છું કે વારસ ડાહ્યાભાઈ વેલજી ખરૂં બોલ્યો કે આપણું શાસ્ત્ર ખરૂં? તેનો પણ ખુલાશો આપવા મહેરબાની કરશો.

## ( ૬ ) હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ ઇસમાઇલી કાયદાની કલમો.

આપણા હાજર ઇમામનું ફરમાન છે કે ખુદાવંદ તાલાની ઈબાદત કરવાનું વખત થાય ત્યારે ઘરમાં હોયતો ઘરે, જંગલમાં હોય તો જંગલમાં, અને રસ્તાપર હોય તો રસ્તામાં, ઇબાદત તે વખતની કરી લેવી.

પરંતુ આપણા હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ ઈસ્માઇલી અમલદારોએ કાયદા ઘડયા છે કે "કૌન્સીલની રજા સિવાય કોઈએ પણ જમાતખાના સિવાય બીજે કોઇપણ ઠેકાણે ઇબાદત કરવી નહીં, અગરજો કરશે તો જમાતનો ગુનેહગાર થશે, અને કૌન્સીલ તેને નાતબહાર કરવા સુધીની સજા કરવાનો સતાવાર છે."

આ જગાએ હું ઇસ્માઇલી અમલદારો અને પંજેભાઇઓને અરજ કરૂં છું જે આપણા હાજર ઇમામનું ફરમાન ખરૂં કે ઇસ્માઇલી કાયદા ખરા? તેનો ખુલાશો પણ આપવા મહેરબાની કરશો. કારણ કે બેઉતો ખરા થાયજ નહીં.

## (૭) ઈસ્માઈલી અમલદારના કાયદા લગન, અને મરણ અટકાવીને પૈસા લેવા.

ગરીબ ખોજાઓને હેરાન અને પાયમાલ કરવા ઇસ્માઇલી કાયદા ઘડયા છે કે જેના પાસે "સરકાર સાહેબી લેણું જેવું કે જુની બાકી, ચડતર, ફાળો, પંજેભાઈ ચડતર, વીગેરેની બાકી જેના પાસે હશે, તેને ત્યાં સાદી, તથા ગમીને ટાંકણે અટકાયત કરીને વસુલ કરવાને કૌન્સીલના હુકમથી જમાતના મુખી કામડીયા સતાવાન છે."

ઈસ્માઈલી અમલદારો અને પંજેભાઇઓને અરજ કરૂં છું જે ગરીબ ખોજાઓને ઘરે લગન અને મરણ

તથા તે વખતે તેના માથે ધરમના પૈસા બાકી કાઢીને તે વખતે તેનું લગન અને મરણુ અટકાવી તે પૈસા કઢાવે છે., અને જે પૈસા નથી આપી શકતા તેના લગન અને મરણુ અટકાવો છો, અને તે આપણા કયા શાસ્ત્રના આધારે અથવા કોના હુકમથી કઢાશો છો તેનો પણ ખુલાશો આપવા મહેરબાની કરશો.

## ( ૮ ) વારસ ડાહ્યાની જુબાની.

## કૌન્સીલ ઉપર બીજો કોઇપણ નથી પણ પંજેભાઇ છે.

પુનાનો વારસ અને વજીર ડાહ્યાભાઇ વેલજીએ "અહમદનગરની" કોર્ટમાં જુબાની આપી કે કૌન્સીલની ઉપર બીજો કોઇપણ નથી પણ પંજેભાઈ છે. પાંચ જણા ભેગા થઇને આવે તેને અમો પંજેભાઇ કહીયે છીએ.

કૌન્સીલે ઇન્સાફ કરવામાં ભુલ કીધી હોય તો તેનો ઇન્સાફ જમાત તથા પંજેભાઇઓ સાથે મળીને કરે છે. જો કૌન્સીલ નહીં સમજે તો કૌન્સીલને કાઢી નાખવાનો અખિકાર જમાતનો છે. નામદાર આગાખાન કૌન્સીલમાં ફેરફાર કરે નહીં.

ઇસમાઇલી કાયદાની બુકમાં છાપેલું છે કે "કૌન્સીલનાં બંધારણમાં ફેરફાર કરવાનો સત્તા નામદાર આગાખાને પોતાના હાથમાં રાખી છે."

બીજું—કૌન્સીલના ફેંસલાથી સંતોસ નહીં પામે તો તેણે હાજર ઈમામ પાસે અપીલ લઇ જવી. પણ તે સીવાય અપીલ થઇ શકે નહીં."

ત્રીજું—કૌન્સીલ તરફથી કાંઇપણ હુકમ થાય તેની વિરૂદ્ધ પંજેભાઇ થશે તો કૌન્સીલ તેને વધારે મતે નાત-બહાર સુધીની સજા કરી શકશે."

ઇસમાઇલી અમલદારો, મીશનરીઓ, અને પંજેભાઇઓને હું અરજ કરૂં છું જે ઈસમાઈલી કાયદામાં ઓટું લખેલું છે કે વારસ ડાહ્યાભાઈ વેલજીએ કોર્ટમાં જુબાની આપી છે, તે ખોટી છે? કારણ કે એકતો ખરા થાયજ નહીં. તેથી આનો પણ ખુલાશો આપવા મહેરબાની કરશો. જેથી મારે વધુ લખાણુ કરવું પડે નહીં.

## (૯) બાઇઓની મજલસ વિરૂદ્ધ વારસ ડાહ્યાની જુબાની.

ઇસમાઇલી કાયદાની બુકમાં છાપેલું છે કે "બાઇઓની મીજલસમાં ભાઈ માણુસોને આવવા દેશે નહીં." અને વારસ ડાહ્યાભાઈ "અહમદનગર"ની કોર્ટમાં બોલ્યો છે કે બાઈઓની મીજલસ ભરાતી નથી.

આ જગાએ હું ઇસમાઈલી અમલદારો, મીશનરીઓ, અને પંજેભાઈઓનું ધ્યાન ખેંચુંછું જે અગરજો મીશન-

રીઓ ધર્મનો બોધ દેતા હોત તો ભાઈમાણસને બાઈઓની મીજલસમાં આવવા દેવામાં હરકત હતીજ નહીં. કારણ કે ધર્મનો બોધ ભાઇમાણસ વાસ્તે જુદું અને બાઇ માણસ વાસ્તે જુદું એવું કાંઇ છેજ નહીં. અને એવું હોય તો તેનો ખુલાશો પણ લખી મોકલવા મહેરબાની કરશો.

## (૧૦) મીશનરીઓનું વાએજ.

**"રતન દઈને રતન લીયે તો હલાલનું થાય, અને રતન દીધા વગર રતન લીયે તો હરામનું થાય."**

મીશનરીઓએ બાઇઓ અને ભાઈઓની વચમાં અનિતિ ભર્યું વાએજ કીધું, તેની મેં મુંબઈની બાહોશ, હોશિઆર, અને કેળવાયલી કૌન્સીલમાં ફરીઆદી કીધી, પરંતુ તે કૌન્સીલે મારો ઇન્સાફ લીધો નહીં, અને મને ઉદાવ્યાજ કીધો. તેથી મારે દીલગીરી સાથે આપણી કોમમાં મીશનરીઓ કેવો ધર્મનો બોધ આપે છે, અને કેવા ધર્મના જાણનાર છે, તે કોમને જાણવા વાસ્તે મીશનરીઓનું વાએજ અહીં મારે દીલગીરી સાથે આપવાની મને ફરજ પડી છે.

## મીશનરીનું વાએજ.

મુંબઇ તા. ૩-૫-૧૩

એક ગામમાં એક શાહુકાર હતો તેના પાસે લાખો રૂપીઆની દૌલત હતી. તેને એકજ છોકરો હતો. થોડા

વખત પછી શેઠ ગુજરી ગયા અને શેઠનો દીકરો દોલતનો માલેક થયો. તે પછી છોકરો ખુબ ખાય પીયે અને મોજ મજા કરે,

એક વખતે જે શેઠ મરી ગયો તે શેઠના દોસ્તદારે શેઠના છોકરાને તાનું માર્યું કે દીકરા હજુતો તારા બાપની કમાઈ વાપરે છે અને તેનાથીજ મોજમજા કરે છે; જો તું પોતે કમાઈને વાપરે તો હું તને મરદ સમજું. તે પછી તે શેઠના છોકરાને તાનું લાગ્યું અને પોતે સફરે જવાની તૈયારી કરી અને પોતાની બાયડીને કહ્યું કે લે, આ "ચાર રતન" રતન દઈને રતન લેજે. એટલું પોતાની બાયડીને કહીને સફરે ગયો. તે પછી શેઠના છોકરાની બાયડીએ એક "રતન" દઈને એક "રતન" લીધુ. અને બીજું "રતન" દઇને બીજું "રતન" લીધું અને ત્રીજું "રતન" દઈને ત્રીજું "રતન" લીધું, ચોથી વખતે બાઈયે વિચાર કર્યો કે ફોગટમાં "રતન" આપવું નહીં, અને "રતન" દીધા વગર "રતન" લીધું. થોડા વખત પછી તે શેઠનો છોકરો જે મુસાફરીયે ગયો હતો, તે પાછો પોતાને ઘેર આવ્યો, અને ઘરમાં જુએ છે તો છોકરાં રમે છે, તે વખતે શેઠના છોકરાએ ખુદા પાસે દુવા માંગી, યા ખુદા! હુંળી કમાઈ આવ્યો અને પાછળથી મારી બાયડીએબી કમાઈ રાખ્યું. તે પછી બેઉ

માણસ એકાંતે થયાં, તે વખતે શેઠની બાયડીયે " એક રતન પાછું આપ્યું. તે વખતે શેઠે પૂછ્યું કે તને " રતન ચાર " આપ્યા હતાં; અને " ચાર રતન " તેં લીધાં તો " એક રતન " મને પાછું કેમ આપ્યું ?

તેના જવાબમાં શેઠાણીયે કહ્યું કે ત્રણ વખતે " રતન " દઈને " રતન " લીધાં, અને ચોથી વખતે મને વિચાર આવ્યો કે ફોગટમાં " રતન " શું કામ દઈ દઉં .?

ત્યારે શેઠે કહ્યું કે " રતન નહીં દીધું તેથી હરામનો થયો, જો " રતન " દીધું હોત તો હલાલનો થાત."

ત્યાર પછી શેઠ વીલ કીધું કે ત્રણુનો હીસો અને ચોથાનો નહીં. તે પછી શેઠ ગુજરી ગયા અને મસાણમાં બાળી આવીને ઘેર આવ્યા તે વખતે ચાર ભાઈઓ લડવા બેઠા. એક બીજા હીસ્સો લેવાની તકરારમાં પડયા, શેઠે વીલમાં લખ્યું હતું કે ત્રણનો હીસ્સો ચોથાનો નહીં. તે વીલમાં નામ લખેલાં હતાં નહીં. તે વખતે એક સમજુ માણસે ચારે ભાઈઓની વચ્ચમાં પડયો કે, ભાઈઓ તમે લડો નહીં, અને જીયારત સુધી સબર કરો. જીયારત પછી તમને ઈન્સાફ કરી આપશું ત્યાર પછી જીયારત થઇ રહી, અને પેલા સમજુ માણસે તે છોકરાઓના બાપનું મુતલું

બનાવ્યું, ને ઘરનાં એક ખુણામાં રાખ્યું, અને પહેલા એક છોકરાને બોલાવ્યો ને કહ્યું કે આ પુતળું કોનું છે?

છોકરે કહ્યું કે મારા બાપનું છે. તું બરાબર ઓળખે છે કે એ પુતળું તારા બાપનુંજ છે? છોકરે કહ્યું કે હા, હું બરાબર ઓળખું છું, કે એ મારા બાપનું પુતળું છે. ઠીક છે, જો તને હીસો જોતો હોય તો આ પુતળાને "સાત ખાસડાં માર" તે પછી છોકરાએ કહ્યું કે હું તો ખાસડાં નહીં મારૂં, મારે હીસ્સો જોતો નથી.

ત્યાર પછી બીજા છોકરાને બોલાવ્યો અને બોલાવીને ઉપર લખ્યા પ્રમાણે સમજણ પાડીકે જોતને હીસ્સો જોતો હોય તો આ પુતળાને "સાત ખાંસડાં માર." તો બીજા છોકરાએ પણ કહ્યું કે મારે હીસ્સો જોતો નથી. હું ખાસડાં નહીં મારૂં. ત્યાર પછી ત્રીજા છોકરાને બોલાવ્યો ત્રીજા છોકરાએબી ઉપર પ્રમાણેજ કહ્યું કે હું ખાસડાં નહીં મારૂં, ને મારે હીસ્સો જોતો નથી. તે પછી જે રતન દીધા વગર રતન લીધો હતો, તે છોકરાને બોલાવીને કહ્યું કે આ બાવલું કોનું છે? તો છોકરાએ કહ્યું કે મારા બાપનું.

છોકરાને કહ્યું કે તું બરાબર ઓળખે છે? તો કહ્યું કે હા, હું બરાબર ઓળખું છું. એ બાવલું મારા બાપનું છે. હવે જો તને હીસ્સો જોતો હોય તો આ બાવલાને

"સાત ખાસડાં માર." ત્યારે તે છોકરાએ ખાસડું ઉપાડીને ફડાફડ સાત માર્યાં.

જુઓ ભાઇઓ! જો "રતન દીધા વગર રતન લીધું તે હરામનો થયો." તેથી બાપને ખાસડાં માર્યાં. "રતન દઇને રતન લીધાં હતાં," તેણે કોઇએબી ખાસડાં માર્યાં નહીં. ત્યાર પછી ખાસડાં મારનારને તેના બાપની મીલકતમાંથી વીલ પ્રમાણે બાતલકીધો અને ત્રણે જણાને હીસ્સો વહેંચી આપ્યો.

ઉપલા વાએજની ફરીયાદી હું કોંઉસીલ પાસે લાવ્યો હતો, પરંતુ કોંન્સીલે મારી ફરીયાદી લીધી નહીં, અને મેં કહ્યું કે નોંધલીયો તો નોંધ કોંન્સીલે લીધી છે.

આ વાએજનું લખાણુ આપ સાહેબો પાસે મોકલ્યું છે, તો જો આ લખાણુમાં કાંઇબી ફેરફાર હોય તો આપ સાહેબો પાસે નોંધ છે, તે લખાણુ મારા ઉપર મહેરબાની કરીને મોકલી આપશો. અગર આપ નહીં મોકલો તો હું એમ સમજીશ કે ઉપરનું મારૂં લખાણુ બરોબર છે. એમ સમજીને હું છાપીશ.

ફરીથી ઇસમાઇલી અમલદારોને હું અરજ કરૂં છું કે ઉપરનું વાયેજ મીશનરીએ કયા ધર્મના આધારે કીધું?

જ્યારે જાહેર બાઇઓ અને ભાઇઓમાં ઉપરનું વાએજ કીધું તો પછી બાઇઓની મીજલસમાં જ્યાં ભાઈ માણસને

આવવા દેતા નથી, ત્યાં મીશનરીઓ કેવું વાગ્મેજ કરે છે! તેનો ખુલાસો પણ આપવા મહેરબાની કરશો. આ લખાણ કરવા છતાં જવાબ આપવા મહેરબાની નહીં કરશો તો, તે વિશે જે હું લખાણ કરીશ તેના જોખમદાર તમો અમદારોજ રહેશો.

## (૧૧) નામદાર આગાખાનનો વજીર અને વારસ ડાહ્યાભાઇની જુબાનીમાં ગોટાળું.

વારસ ડાહ્યાભાઈ વેલજીએ "અહમદનગરની" કોર્ટમાં જુબાની આપી કે મોટા કામની મીજલસનો હું મેમ્બર નથી. તેની કમીટી એવું કાંઇ નથી. હું કયે પણ મેમ્બર થયો નથી. મેમ્બર થવાના ૨પ) રૂપીયા દેવા પડે છે કે નહીં, તેની મને ખબર નથી. મારો ભાઇ કે મારા કુટુંબમાં કોઈ મેમ્બર છે કે નહીં, તેની મને ખબર નથી. આ મીજલસના કાયદા છે કે નહીં, તેની મને ખબર નથી. પુનામાં મજલસ સરૂ થઇ તે વખતે હું પુનામાં ગયો હતો, મેં કહ્યું કે હું મેમ્બર થતો નથી, પરંતુ હાજી કામડીયાયે મને કહ્યું કે તારૂં નામ મેમ્બરમાં નાખ્યું છે. તેને મેં કહ્યું કે હું મેમ્બર થતો નથી. આ મીજલસનું કાંઇપણ કામ તે પછી મેં કર્યું નથી. મેં મોટા કામની જુકના કાયદાપ્રમાણે રૂપીયા

રપા) આપ્યા આ કાયદાની બુકની બીજી બાબતમાં કાંઇ પણ હું જાણુતો નથી. રપા) રૂપીયા હાજી કામડીયાના કહેવાથી મેં આપ્યા. શું કામ માટે મેં રૂપીયા રપા) આપ્યા તેની મને ખબર નથી.

કોર્ટમાં મને જે મોટા કામની બુક બતાવી છે, તેની મને જાતે કાંઇ ખબર નથી. તે બુકમાં શું લખ્યું, છે, તેની તથા છપાવ્યું છે, તેની મને કાંઈ ખબર નથી. તે ચોપડીના પહેલા પાના ઉપર મારૂં નામ તથા "અહમદનગરમાં" બહાર પાડી છે, એમ છપાયેલુંછે, પણ તેની મને ખબર નથી. હુશેન વેલજી "અહમદનગરમાં" રહે છે. તે મેમ્બર નથી. મારો દીકરો મેમ્બર નથી. મોતી બાઈનો ધણી હુશૈન વેલજી. ખતીજા બાઇ મારી સ્ત્રી પણ મેમ્બર નથી. બાઇઓએ રપા) રૂપીયા આપ્યા નથી.

નામદાર "આગા ખાનનો" વજીર અને વારસ કાળા ભાઇએ "અહમદનગરની" કોર્ટમાં પાછળથી જુબાની આપી કે મેં મારા તથા મારા ભાઈના તથા મારા દીકરાના તેના ત્રણ જણાના સવા પચીસ, સવા પચીસ રૂપીયા આપ્યા છે પરંતુ બાઇઓના કાણે આપ્યા, તેની મને યાદ નથી. બીજું મોટા કામની કાયદાની બુક વારસ કાળાભાઇએ પોતે છપાવી છે, તેમાં છાપેલું છે કે મેમ્બર થશે, તેના પાસેથી રપા

રૂપીયા લેવામાં આંવશે, અને તે રૂપીયાની માલેકી " આપણા હાજર ઇમામની છે " તે બુકમાં બીજુ લખે છે કે મેમ્બરમાંથી કોઇ મરી જશે, તેની બક્ષામણી ૨૫) રૂપીયા "આપણા હાજર ઇમામ પાસે મુકીને કરાવશે."

આ જગાએ હું ઇસમાઇલી અમલદારો, મીશનરીઓ અને પંજેભાઇઓ પાસેથી ખુલાશો માંગું છું જે મોટા કામની બુકમાં પૈસાની માલેકી " આપણા હાજર ઇમામની છે." એવું છાપેલું છે, તો પછી મરનારના બક્ષામણી માટે રૂપીયા ૨૫ કયાંથી લાવીને " આપણા હાજર ઇમામની હજુરમાં મુકે છે?

બીજુ પહેલે વારસ ડાહ્યાભાઈ વેલજી બધા સવાલો ના કબુલ થયો, અને મોટા કામના કાયદાની બુક તેની છપાવેલી મેં કોર્ટમાં રજુ કીધી, ત્યારે બધુ કબુલ કરવું પડયું. પહેલે વારસ ડાહ્યાભાઇએ ના કબુલ કીધું, તેનું શું કારણ? મોટા કામનો મેમ્બર થવામાં સારૂં કામ નહીં હતું? જેથી ના કહી? તેનો પણ ખુલાસો આપવા મહેરબાની કરશો. અગર આ લખાણ કરવા છતાં ખુલાસો નહીં આપશો તો મને જે વાજબી લાગશે, તેવા લખાણ કરીશ, તેમાં કાંઇપણ થયું તેના જોખમદાર તમો ઈસમાઇલી અમલદારોજ છો.

## (૧૨) વારસ ડાહ્યા ભાઈની જુબાની મોટા કામની મીજલસ વિષે.

મોટા કામની મીજલસ થાય છે, મોટું કામ નહી કીધું હોય તેવા ખોજાઓને મીજલસમાં આવતા અટકાવતા નથી.

આ જગાએ હું અમલદારોનું ધ્યાન ખેચ્યું છું કે મોટા કામની કાયદાની બુકમાં છાપેલું છે કે જેણે મોટું કામ કીધેલું હશે, તેનેજ મીજુલસમા આવવા દેશે.

## (૧૩) કોનસીલ દંડ કરે છે તે વિષે.

ગુન્હેગારી બદલ દંડ લેવાનો કોન્સીલનો હકક છે. તે દંડનો હીસાબ કોઈપણ રાખતો નથી.

મીજલસમાં ફાળો કરે છે, તેમાં ખરચ કરતાં ઘટે તો પાંચ જણા મલીને આપે છે, અને વધે તો ગરીબોને આપી દીયે છે. તેનો હીસાબ અમો રાખતા નથી. અને કોન્સીલના કામમાં કાંઈ લખવાનું રાખ્યું નથી.

આ જગાએ હું ધ્યાન ખેચું છું કે પુનાની મીજલસનો પચાસથી સાઠ હજાર રૂપીયા મજલસના ફંડના છે. અને વારસ સાહેબે જુબાની આપી કે અમારા પાસે ફંડ સીલકમાં છેજ નહી.

ઉપરનો ફંડ ક્યાં ગયો, શું થયું અને દંડનો પૈસો ક્યાં નાખે છે; અને તેનો હીસાબ નથી રાખતા તેનું કારણ શું? તેનો ખુલાશો પણ આપવા મહેરબાની કરશો.

## (૧૪) મુખી કામડીયા પેદાશ કરે છે તે વિશે

લગન અને મરણની પેદાસ મુખી કામડીયા કરે છે, તેનો હીસાબ રાખે છે કે નહીઃ તેની મને ખબર નથી,

વારસ સાહેબ વધારામાં બોલ્યો કે અમારી કોમનું કોઇ પણ ફંડ મારા પાસે જમા નથી. હું કોઇપણ ફંડનો ટ્રસ્ટી નથી. પુનામાં ખોજા મીશનરી મીજલસમાં વાએજ કરવા આવે છે. મીશનરીઓને કૌન્સીલ તરફથી કાંઈ પગાર મળતો નથી. બીજા કોઇ પણ પગાર આપતા નથી. તેને ફંડમાંથી પણ કાંઈ મળતું નથી. તે બધા પોતાના ઘરમાં મોટા સાહુકાર માણસ છે. બીજું કૌન્સીલના હુકમથી મજલસ થઈ હતી. તેની હીઝ હાઇનેસ સર આગાખાનની પરવાનગી લીધી ન હોતી.

વધુમાં બોલ્યો કે પુનાની મીજલસમાં જમાલ મેઘજીને કોઇ પણ વખતે બોલાવ્યો નથી.

આ જગાએ ઈસમાઈલી અમલદારોને અરજ કરૂં છું જે ક્યા ક્યા મીશનરી પૈસાદાર છે, જે ગાંઠનો પૈસો ખાઇને ગામેગામ વાએજ કરવા જાય છે.

બીજું. જમાલ મેઘજી પુનામાં વાએજ કરવા આવતો હતો કે નહી? અને તેને પગાર મળતો હતો કે નહી?

બીજું. વારસ ડાહ્યાભાઈ પાસે ફંડનો પૈસો છે કે નહી? અને તે કોઈ પણ ફંડનો ટ્રસ્ટી છે કે નહી? તેનો ખુલાસો પણ બહાર પાડવા મહેરબાની કરશો.

## (૧૫) વારસ ડાહ્યાને શું કામના હુદ્દા મલ્યા છે, તેની તેને ખબર નથી.

વારસ ડાહ્યાભાઈ વેલજીએ અહમદનગરની કોર્ટમાં જુબાની આપી કે હું અમારી નાતના ખોજા માથે વજીર અને વારસ તે ઉપરાંત નામદાર આગાખાનનો એજન્ટ પણ છું. એજન્ટનો શું કામ છે, તેની મને ખબર નથી.

આ જગાએ હું ઈસમાઈલી અમલદારોનું ધ્યાન ખેંચું છું જે દાખલા તરીકે:—મ્યુનીસીપાલવાળો કોઈ માણસને પૈસા ઉઘરાવવાનું કામ સોંપે છે, તેને પુછશો તો કહેશે કે હું પૈસા ઉઘરાવવાનો હુદ્દો ધરાવું છું. અને "સંડાસ" સાફ રાખવાનો હુદ્દો સોંપે છે, તો કોઈ માણસ તેને પુછે છે, કે તારો શું હુદ્દો છે? તેના જવાબમાં તે કહે છે કે, હું "સંડાસ" સાફ રાખવાની દેખરેખનો હુદ્દો ધરાવું છું, તેજ પ્રમાણે ઝાડુવાળાને હુદ્દો સોંપે છે, તે પણ તેજ પ્રમાણે બોલે છે કે, હું ઝાડુ કાઢનાર માથે હુદ્દો ધરાવું છું.

પરંતુ વારસ ડાહ્યાભાઇ વેલજી અહમદનગરની કોર્ટમાં બોલ્યો કે મારો શું કામનો હુદ્દો છે, તેની મને ખબર નથી. આ વારસ સાહેબ સાચું બોલ્યો કે ? તે ઉપરાંત બોલ્યો કે અમો નાત બહાર કયા ગુન્હાથી કરીયે છીયે તેની મને ખબર નથી. આ કેવું સાચું બોલ્યો છે ? તેના કારણ "ઈસમાઇલી કાયદામાં" મુખ્ય ઘડનાર પોતે છે, અને કાયદામાં છાપેલું છે કે ઇશના અશરીને લગન વખતે નોતરૂં દેશે, અથવા લેશે તો તેને નાત બહાર કરશું. તેઉપરાંત તેની ભેટલેશે, કે દેશે તો તેને નાતબહાર કરશું.

શું આને સાચું કહેશો ? તેનો પણ ખુલાસો બહાર પાડશો.

## અમલદારોના કારભાર વિષે આપણા હાજર ઈમામને કરેલી અરજીનો ઉતારો.

મુંબઇ, તા૦ ૨૭-૧૦-૧૯.

હીઝ હાઇનેસ સર આગા સુલતાન

મહમદશાહ આગાખાન.

મુ૦ લંડન.

હાજર ઈમામ ! હું અરજ કરનાર રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાનો સુજદો કબુલ કરશો.

મારી અરજ એ છે આપ ઈમામ છેલ્લી વખતે હીંદમાં પધાર્યા હતા, તે વખતે મોટા જમાત ખાનામાં

આપ ઈમામે ફરમાન ફરમાવ્યું કે પુનામાં મજલસ ભરવી નહીઃ તે વખતની મજલસ બંધ થઇ. તે પછી આપ ઈમામની એ ફરમાની કરીને "પુનાના વારસ ડાહ્યા ભાઇ વેલજી "અને "પુનાની ઈસમાઇલી કૈન્સીલે" આપ ખુદાથી મજલસ ચાલુ કરીને કોમને હેરાન અને પાયમાલ કરીને પૈસા કઢાવવા લાગ્યા. તેની મેં અરજીઓ કીધી, પરંતુ કોઇએ તેનો ખુલાસો આપ્યો નહી. તેથી મેં ઉપરની અરજી કોમના જાણ વાસ્તે બુકમાં છપાવી. તે બુક નંબર (૬) આપ ઇમામની હજુરમાં આ સાથે મોકલું છુ: તે બુક ઉપરથી "પુનાના વારસ ડાહ્યા ભાઈ વેલજીએ" મારા માથે "અહમદનગરમાં" બદનક્ષીનો કેસ માંડયો છે, તે કેસ ૭ મહીના થયાં ચાલુછે. તે કેસની કોર્ટની કારી લઇને કોમના જાણ માટે બુક છપાવી છે. તે બુક નંબર (૧૦) અને (૧૧) આપ ઇમામની હજુરમાં આ સાથે મોકલું છું.

બીજું:—"મુંબઇના મુખી મેઘજીભાઈ મુળજીએ" એક ગરીબ ખોજે "ઇસમાઇલીનો પાસ" લઇ આવ્યો હતો, તે છતાં, તેના લગન અને નીકાનુ કામ મુખી સાહેબે અટકાવ્યું, તેના હેવાલની બુક નંબર (૭) આ સાથે આપ ઇમામની હજુરમાં મોકલુ છું.

ત્રીજું:—આપ ઇમામે ઈસમાઇલી અમલદારોના આપખુદીના કામને લીધે તેના પાસેથી ઓછી વધતી સતા આપ ઈમામે ખેંચી લેવરાવી તેની કોમને જાણ વાસ્તે કપડાનું પાટીઉં મારા ઘેર આગળ લખીને મુકલું હતું, તેથી પંજે ભાઈઓ અને તેનો અમલદાર "હબીબ લધાં" ટોળી લઇને મને મારા ઘર આગળ મારવા આવ્યા હતા. તેના ઉપરથી "પોલીસ કોર્ટમાં" મારા માથે કેસ ચાલ્યો હતો, તેમાં મારી વિરૂધ્ધ કૌન્સીલના સેક્રેટરી અને મેંમ્બરો સાક્ષી દેવા આવ્યા હતા, તે કેસના હેવાલની બુક ભાગ ૧–૨–૩ આપ ઈમામની હજુરમાં આ સાથે મોકલું છું.

ચોથું:— કાઠીઆવાડના વારસોએ નાત માથે કેવા આપ ખુદીના કર નાખ્યા છે, અને નાતના પૈશા શેમાં ઉપયોગ લીયે છે, તેના આવક જાવકનો હીસાબ પણ બહાર પાડતા નથી. તેની કોમને જાણ વાસ્તે હેવાલછપાવીને બહાર પાડયો છે, નંબર ૪–૫ આ સાથે આપ ઇમામની હજુરમાં મોકલું છું.

પાંચમું:—મુંબઇની ઇસમાઇલી કૌન્સીલે મને હેરાન અને પાયમાલ કરવા મારા માથે કેવા કાવત્રાં રચ્યા છે, તેના હેવાલની કોમને જાણ વાસ્તે બુક નંબર (૮) અને (૯) છપાવી છે, તે આ સાથે આપ ઈમામની હજુરમાં મોકલું છું.

છઠ્ઠું:—હાજર ઇમામ! ઈસમાઈલી અમલદારોના આપખુદીના કામની અમારી કોમમાં કોઇ ફરીઆદી સાંભળનાર અથવા તેના ઉપર દેખરેખ રાખનાર કોઇ છે નહીં તેથી જેને જેવા ભાવ્યાં તેણે તેવાં આપ ખુદીથી ગરીબ ખોજાઓને હેરાન અને પાયમાલ કરવા સારૂ "ઇસમાઇલી કાયદા" ઘડવામાં આવ્યા. તે ઈસમાઈલી કાયદામાં એવી કલમો નાખેલી છે કે હજરત ઇમામ હુસેન અલેસલામનો કીસ્સો વાંચવો નહી, અને વાંચશે તો તેને નાતબહાર કરશે.

બીજું:—હજરત ઈમામ હુસેન અલેસલામની છબીલ કરવી નહીં, અને કોઈ કરશે તો તેને નાતબહાર કરશું.

ત્રીજું:—જમાતખાના સીવાય કોઇએ ખુદાની ઇબાબત કરવી નહીં, અને કરશે તો નાતબહાર કરવામાં આવશે.

ચોથું:— પુનાનો વારસ કાભાભાઈ વેલજીએ કોર્ટમાં જુબાની આપી કે ઈસમાયલી કાયદા નામદાર આગાખાન પાસે મોકલવાની જરૂર નહીં હતી, તેથી અમે મોકલાવ્યા નથી, અને તે કાયદા અમોએજ ઘડયા છે. અને કાયદાની બુકમાં એમ છપાવ્યું છે કે "આપણા હાજર ઈમામના મંજુર કરેલા કાયદા."

આવી રીતે પોતાના હુદાનો ગેરઉપયોગ કરીને કોમને હેરાન અને પાયમાલ કરી રહ્યાછે, અને ઘણા સમજુ

માણસો ઇસમાઈલી અમલદારોના આપખુદીના કામથી હેરાન થવાની ધાસ્તીના લીધે અમારી નાતમાંથી નીકળી ગયા છે, અને હજુન પણ નીકળવાનું ચાલુજ છે. આનો અટકાવ આપ ઇમામ તરફથી કરવામાં નહીં આવશે તો અમારી નાતની ઇસમાયલી અમલદારો થોડા વખતમાં પાયમાલી કરી નાખશે.

મુંબઈના મુખી મેઘજીભાઈ મુળજી અને કામડયા અલારખીયાભાઈ જીવરાજે ગરીબોનો હક્ક પચાવી પાડવાને તેની અરજીઓનો જવાબ નહીં આપવાથી પોતાના દુઃખના હેવાલની મદમદઅલી ડાહયાએ બુક છપાવીને બહાર પાડી છે, તેમાં પોતાનો હક મેળવવા વાસ્તે, નામદાર સરકારની અદાલતનો આશરો લેવા વાસ્તે કોમ અને અવર કોમમાં મદદ માંગી છે, તે વગર નંબરની બુક આ સાથે આપ ઇમામને હજુરમાં મોકલાવું છું;

આની નકલ મુંબઇની ઇમામી ઇસમાઇલી કોન્સીલને પણ મોકલી છે.

(લી૦) આપનો મુરીદ રહેમતુલા ઈસમાઇલ ત્રીજોરીવાળાનો સુજીદો કબુલ કરશો.

માહરૂં ઠેકાણું,

**રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાલા.**

ઠે૦ ત્રાબાકાંટા પાયધોની મુ. મુંબઈ.

## આપણા આગાખાની ખોજાઓનો ધરમ અને મુરશીદ એકજ છે.

આપણા આગાખાની ખોજાઓનો ધરમ એકજ છે, અને મુરશીદ પણ એકજ છે, તો પછી ઇસમાઇલી અમલદારોએ અને કોન્સીલના મેમ્બરોએ જુદા જુદા ગામની "ઈસમાઇલી કાયદાને" નામે બુકો છપાવીછે, તેમાં જેને જેવા ભાવ્યા, તેણે તેવા આપખુદી "ઈસમાઇલી કાયદા" ઘડવામાં આવ્યાં. અને તે કાયદાથી ખોજા કોમમાં ત્રાસ બોલાવી રહયા છે. જો આપણો ધરમ અને મુરશીદ એકજ છે, તો પછી "ઇસમાઇલી કાયદા" જુદા જુદા ઘડવાનું કારણ શું ? તેનો ખુલાશો પણ લખી મોકલવા મહેરબાની કરશો. ઈમામી ઇસમાઈલી કોન્સીલો જેવી કે મુંબઈ, કાઠીઆવાડ, કરાંચી, પુના, બરાડ, તથા દરેક ગામની કોન્સીલો અને મુખી કામડયાઓ, મીશનરીઓ, પંજેભાઇઓ, અને ઇસમાઈલી ધરમ જાણનારાઓને અને લેખકોને હું અરજ કરું છું જે તમોએ આપણાં ગરીબ ખોજા કોમને હેરાન અને પાયમાલ કરવા વાસ્તે કે સીધે રસ્તે દોરવવા વાસ્તે "ઇસમાયલી કાયદાની" બુકો ઘડીને બહાર પાડી છે ?

તે કાયદા કોણે મંજુર કીધેલા છે અને કોના હુકમથી છડીને બહાર પાડયા છે, તેનો ખુલાસો માંગવા વાસ્તે આ અરજી કરૂં છું તેથી જેને જેવી ખબર હોય તેણે તેવો લેખીત ખુલાશો મોકલવા અથવા બહાર પાડવા મહેરબાની કરશો. અગર ઉપરની કલમોનો લેખીત ખુલાશો મોકલવા મહેરબાની નહી કરશો તો તે "ઇસમાઇલી કાયદા" અને ઇસમાઇલી અમલદારોના કારભાર વિશે જે ટીકા કરીશ તેના જોખમદાર તમો ઈસમાઈલી અમલદારોજ છો.

આની નકલ મુંબઇ કરાંચી, જુનાગઢ, ધોલેરા, પુના, ઉપરની ઇસમાઇલી કોનસીલોને રજીસ્ટર કીધી છે, તે ઉપરાંત દરેક ગામની જમાત અને જાણીતા શેઠીયાઓને કવરમાં મોકલી છે.

(શી૦)

રહેમતુલા ઇસમાઇલત્રીજોરીવાળાના

યાઅલી મદદ વાંચશો.

# તાજી કલમ.

મુંબઇની દરખાનાની હોશિઆર બાહોશ અને કેળવાયલી ઇસમાઇલી કૌન્સીલ અને મુખી કામડીયા જોગ.

જત તમો આવીતરોએ ખોજાઓને ઘરેથી ખાતાંપીતાં બચેલો ખોરાક સાદવારા લાવતા હતા, અને તે સાંજના વખતે ભેગું કરીને આપણી કોમના લુલા, લંગડા, અપંગોને વાટી આપતા હતાં. તેથી આપણી કોમનો લાચાર ખોજો કોઇ પર કોમમાં ભીખ માંગવા જતો હતો નહીં. તે ખોરાક તમોએ શું કામ લાવવાનું બંધ કીધું ?

બીજું:—આપણી કોમમાં ઘરોઘર પકાવેલા અનાજની બાઇઓ નાંદીઓ કરે છે, તેને શું કરવાને નાંદીઓ કરવાનો હુકમ આપ્યો ! આની મેં અરજીઓ કીધી હતી, પરંતુ કોઇએ જવાબ આપ્યો નહીં. તેથી હું અરજ કરૂં છું કે ઉપરનો ખુલાસો લેખીત આપવા મહેરબાની કરશો. અગર જો તેમ નહીં કરશો તો મારે દીલગીરી સાથે જે તમોને

અરજીઓ કીધી છે, તે અને બીજું જે લખાણ કરીશ તેના જોખમદાર તમો માવીતરોજ રહેશો.

બીજું:—મારાભાઈ મામદ ઇસ્માલ માથે પંજે ભાઇઓની ફરીયાદીથી કોન્સીલમાં કેસ માંડયો છે, તે કેસને છ મહીના ઉપર થઈ ગયા, તે આપણા હાજર ઇમામના કાયદાનો ભંગ કરીને શું કામ ચુકાદો નથી આપ્યો? તેનો ખુલાસો આપવા મહેરબાની કરશો. અગર તેમ નહીં કરશો તો તે કેસના સવાલ જવાબની બુક છપાવીને બહાર પાડીશ. ઈસ્માઈલી અમલદારોના આપખુદીના કામના હેવાલની બુકો નંબર એકથી બાર મંગાવશો તો તેની કીંમત રૂ. ૧)= એક રૂપીઓ અને બે આના. પોસ્ટેજ જુદું.

---

# રહેમતુલાની અખંડ વારેલી પેટન્ટ ડેટેકટર અને ફાયર પ્રુફ તીજોરીઓ.

તીજોરીની ખરી ચાવી ખોવાઇ જાય અને બીજાને મલે તો તેનાથી તીજોરી ખુલે નહીં. ધણીની ગેરહાજરીમાં બીજો કોઇ તીજોરી ખોલવા આવે તો તીજોરી ખુલે નહીં, અને ધણીને ખબર પડે છે. યાને ચોરી પકડાય છે. તીજોરીની મજબુતી વીશે દુકાને આવવાથી સમજણ આપશું.

**તીજોરીઓના ભાવ.**

| બહારના માપ. | | ફરસ્ટ કોલેટીના ભાવ રૂ. | સ્પેશ્યલ કોલેટીના ભાવ રૂ. |
|---|---|---|---|
| ઉંચાઇ | પહોળાઈ | | |
| ૨૪ | ૨૦ | ૨૨૩ | ૨૭૦ |
| ૨૬ | ૨૦ | ૨૪૧ | ૩૦૨ |
| ૨૮ | ૨૨ | ૨૮૦ | ૩૪૭ |
| ૩૦ | ૨૪ | ૩૦૩ | ૩૮૨ |
| ૩૬ | ૨૪ | ૩૬૪ | ૪૫૩ |

આથી મોટી સાઇઝની તીજોરી જોઇએ તો ભાવનું કેટલોક મંગાવો.

**રહેમતુલા ઇસમાઇલ તીજોરીવાળા**

ઠે૦ ત્રાંબાકાંટા પાયધુની—મુંબઇ.

# નીચેની બુકો તૈયાર છે.

---

"ડાહ્યા વારસની બદનક્ષીના કેસના બે ભાગ.

**દરેક ભાગનો એક આનો.**

"મુંબઇની કેળવાયલી ઇસમાઇલી કૌંન્સીલના ઇન્સાફ કે કાવત્રાં." બુક નં૦ (૮) અને (૯)

"મુખી સેધજીભાઇ મુળજીનો છટકો અને કેશવજીનો ફટકો." બુક નં૦ (૭)

"બાહોશ ઇસમાઇલી કૌંન્સીલના આપખુદીના કામ જોવાનો આરીસો." બુક નં૦ (૬)

"વારસોએ આપખુદીથી કોમ માથે નાખેલા કર અને વરતાવેલો કેર." બુક નં૦ (૪) અને (૫)

**દરેક ભાગનો એક આનો.**

"રહેમતુલાના કેસની બુક" ભાગ ૧—૨—૩

દરેક ભાગની કીંમત ત્રણ આના પોસ્ટ જુદું.

મળવાનું ઠેકાણું:—

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળા,**

ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.